# THE CZAR AND
## THE PEASANT.

# મહારાજા અને
## એક ગરીબ ગૃહસ્થની કથા.



સુરતમધ્યે

ગુજરાતની પુસ્તકપ્રસારક મંડળીને સારૂ
આઈરિશ મિશન છાપખાનામાં છપાઈ.

ઈ૦ સ૦ ૧૮૭૧.

નંગ ૨૦૦૦ કિમ્મત ચાર પઈ.

૭૫૨૭

# THE CZAR AND THE PEASANT.

# મહારાજા અને એક ગરીબ

## ગૃહસ્થની કથા.

આશરે ત્રણસેં વર્ષની વાત ઉપર રૂસ દેશમાં ઈવાન નામે એક ધર્મી અને સદાચરણી રાજા રાજ્ય કરતો હતો; તે નિત્ય એવું ચાહાતો હતો કે મારી પ્રજા સુખી રેહે, અને મારા રાજ્યમાં કંઈ અનીતિ કે જુલમ ન ચાલે; હું ધર્મી પ્રજાને માન તથા સંપત્ત આપીશ; અને અધર્મી અન્યાયીઓને શિક્ષા કરીને સુધારીશ. એવા હેતુથી મહારાજા કોઈ કોઈ વખત ભીખારીનો વેશ ધારણ કરીને બાહાર નીકળતો હતો; અને લોકોની વચમાં જઈને તેઓનાં દુઃખ સુખનું વર્ણન તેઓનાંજ મુખથી સાંભળતો હતો. આ મહારાજાનો વૃત્તાંત મેં એક મિત્રથી સાંભલ્યો છે, જે હિયાં લખુંછું.

એક દિવસે મહારાજા પોતાની રીત પ્રમાણે અત્યંત ભીખારીનો વેશ ધરીને અને ઘણો વેગળેથી આવેલો

મુસાફરની પેઠે ફાટાં તુટાં અને મેલાં વસ્ત્ર પેહરીને કોઈએક ગામમાં ગયો, અને ઘરેઘર ભીખ માગતાં કેહેવા લાગ્યો, કે "ભુખ્યો, તૃષ્યો, માર્ગમાં થાકી ત્રાસ પામેલો ભીખારી બારણા આગળ ઉભો છું કંઈ દયા કરો." પણ મહારાજાના આવા દુઃખી શબ્દોને કોઈએ ન ગણકારયા, પણ ઉલટા કડવા બોલો બોલીને કાઢયો. છેલ્લે એક ઘર રહી ગયું, જાંહાં મહારાજાએ ભિક્ષા માગી ન હતી. તે ઘર ગામમાંના સર્વ ઘરોથી તુટી ફાટી ઝુંપડી જેવું હતું, જેના દેખાવ ઉપરથી જણાતું હતું, કે તેમાં કોઈ અતિ નિર્ધન કંગાલ રેહેતો હશે. અંતે મહારાજા તાંહાં પણ જઈને ઘરવાળાને કેહેવા લાગ્યો, કે હું ભુખ્યો તૃષ્યો થાકેલો મુસાફર છું, અને સાંજ પડી ગઈ છે, માટે કંઈ ખાવા કે ઉતારાની બરદાસ્ત લેશો તો ઘણીજ મેહેરબાની થશે. તે કંગાલ ગૃહસ્થે ખુશી થઈ મિત્રભાવથી કહ્યું, કે રે ભાઈ, તમે અત્યંત દરિદ્રીને ઘેર ભિક્ષા માગવા આવ્યા છો, મારી શી શક્તિ કે તમારે યોગ્ય તમારી સેવા કરૂં અથવા તમને સુખ આપું? તમને જોઈયે તેવું ઘર કે તેવું બિછાનું કે ભોજન નથી. પણ જો નાહાની ઝુંપડી અને હલકું બિછાનું

અને જાડો પાતળો રોટલો અંગીકાર કરો તો આવો, ઘર તમારૂં છે, મોટી ખુશીથી જે બની શકશે તે તમારી સેવાને અર્થે કરીશ. પ્રથમ તમે ખાજો, ને પછી અમે ખાઈશું. તારે મહારાજા અંદર ગયો, તો શું જુએ છે કે અહિં બે નાહાના બાળક એક ખાટલા પર સુતેલા છે, અને બીજી તરફ ત્રણ વર્ષની એક છોકરી ચટાઈ પર પડેલી છે; અને ખુણામાં બે છોકરી એક પાંચ વર્ષની અને બીજી સાત વર્ષની ઘુંટણ ટેકી પરમેશ્વરની વિનંતિ અને પ્રાર્થના કરે છે. એનું કારણ એવું હતું કે બીજી કોઠડીમાં તેમની માને બાળક પ્રસવવાનું હતું. જેની સેવા તેના દાદી કરતાં હતાં, અને આ બે છોકરી પરમેશ્વર પાસે માગતી હતી, કે "હે દયાલુ પ્રભુ, દુઃખીઓનાં દુઃખ હરતા, આ દુઃખની ઘડીમાં અમારી માને સંભાળ."

મહારાજા આ બધા બનાવ જોઈને મનમાં આશ્ચર્ય પામવા લાગ્યો, એટલામાં ઘરધણીએ માચો આપીને કહ્યું, બેસો ભાઈ, હું કંઈ જમવાનું લાવું છું, એટલું કહીને ચાલ્યો ગયો. પછી જાડા આટાની રોટલી અને પાણી લાવીને સામા મુક્યાં, અને બોલ્યો, જે કંઈ મજ ગરીબથી બની શક્યું

ને કૃપા કરી લો. અને મારાં બચ્ચાં સાથે ખાઓ, હું તો એની માની સેવા કરવા જાઉંછું. કેમકે આ એની મહા પીડાની ઘડી છે. તમે પણ તેને લીધે પરમેશ્વર પાસે પ્રાર્થનામાં માગજો. તારે ઘરધણી બીજી કોઠડીમાં ગયો. અને મહારાજાએ છોકરાં સાથે કંઈ ખાધું; ખાધા પછી થોડી વાર બેઠા, એટલામાં પેલો ગૃહસ્થ બીજી કોઠડીમાંથી નાહાનું તરતનું જન્મેલું બાળક લઈ આવ્યો, અને મહારાજાને દેખાડીને કહ્યું, ભાઈ મારી સાથે આનંદ કરો. પરમેશ્વરે આ છઠું જીવંત બાળક મને આપ્યું છે, માટે એને આશીર્વાદ આપો. મહારાજા બચ્ચાને જોઈને બહુ ખુશી થયો, અને હાથ પસારીને તેને ખોળામાં લીધો. અને તેના બાપને કેહેવા લાગ્યો, હે મિત્ર, મને એ બાળકના રૂપ અને લક્ષણ ઉપરથી એવું જણાય છે, કે આ મોટો ભાગ્યશાળી અને કુળવાન નીકળશે, અને આમાં પણ શક નહિ કે એ મોટો રાજ્યકારભારી થઈને દેશમાં નામ ચલાવે. પછી તે બાળકની ઘરડી તેને પોતાની મા પાસે લઈ ગઈ. અને બે છોડીઓ જેઓ પ્રાર્થના કરતી હતી, તેઓ બીજી કોઠડીમાં જઈને સુઈ ગઈ. પછી ઘરધણીએ ચટાઈ

બિછાવીને પહરોણાને કહ્યું, આવો ભાઈ, આ બિછાનું છે. ચાલો ઇશ્વરનું ભજન કરી આશીર્વાદ માગી, સુઈ જઈએ. ગૃહસ્થ તો તરત ઊંઘી ગયો, પણ મહારાજાને નિંદ આવતી ન હતી; જાગ્રત રહી વિચાર કરવા લાગ્યો, કે ક્યાં મારી રાજ્યગાદીની સુવાની સેજ, અને નિર્મળ બિછાનું! અને ક્યાં આ ચટાઈ! ક્યાં મારે તાંહાંના ષટરસ ભોજન, અને ક્યાં એની જાડી અને ઘી વગરની લુખી રોટલી! તો પણ જેવી આ ઝુંપડીમાં શાંતિ અને આનંદ છે, તેવું રાજ્ય ગાદીમાં ક્યાંથી દેખાય! એવી ચિંતા કરતાં રાત જારે વીતી ગઈ, ત્યારે મહારાજા પ્રભાતે ઉઠ્યો, અને ઘરધણીને જગાડીને બોલવા લાગ્યો, હવે મિત્ર, મને વિદાય કરો. તમે મારી સાથે જે મિત્રભાવ અને પહરોણાગત કરી છે, તે મારા હૃદયથી કદી વિસરાનાર નથી; મારો એક મિત્ર છે, તે ઘણો ધનવાન અને પ્રતાપી છે, તેની પાસે અમણા હું જાઊંછું, તમારૂં પરોપકારીપણું, તથા ધર્મીપણું એ બધાનું વર્ણન હું તેની આગળ કરીશ. અને તેની વિનંતિ કરીને કહીશ, કે એ ગરીબ ગૃહસ્થે મારા ઉપર ઘણીજ કૃપા કરી છે, ને આજ રાત્રે તેને તાંહાં બાળક અવતર્યું છે, તો

તમારે સવારે મંદિરમાં જઈને તેને ધર્મસંસ્કાર અપાવવો પડશે, માટે તમે જાગ્યો, ને બાળકને તમે પોતે સંસ્કાર અપાવો, કે તે ગરીબ ગૃહસ્થને તેના પરોપકારનો કંઈ બદલો મળે. મારો મિત્ર આ વિનંતિ સાંભળીને નિશ્ચે મારી સાથે આવશે. માટે ભાઈ, તમે ત્રણ કલાક સુધી સબર કરો, ને હું ત્રણ કલાકમાં તેને લઈને પાછો આવીશ, તારે તમે બાળકને લઈને મંદિરમાં જજો.

એટલું કહીને મહારાજા તો રાજ્યમેહેલમાં પધારયા, અને અહિંયાં તો આ ગૃહસ્થથી જેટલું બની શક્યું તેટલું કરીને મંદિરે જવાની તયારીમાં રહ્યો, પછી ત્રણ કલાક સુધી તે માણસના આવવાની વાટ જોતો રહ્યો. જારે કોઈને આવતો ન જોયો, અને વખત વિતવા લાગ્યો, તારે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો, કે મારા જેવા કંગાલના બાળકને ધર્મસંસ્કાર આપવાને કોણ એવો ધનવાન આવશે, તો ચાલો હું પોતેજ બાળકને લઈ જઈશ. એટલામાં જુએ છે કે મોટા ઘોડા ઉપર બિરાજેલા, અનેક રંગનાં વસ્ત્ર પેહેરેલાં, સુનેરી ઝબા લટકતા, પિત્તળના ચળકતા ટોપ પેહેરેલા ઘણા સ્વાર ચાલ્યા આવેછે.

જેથી તેને તરત માલમ પડ્યું કે, મહારાજાની સ્વારી છે. અને પછી મહારાજાની સુંવાળી ગાડી. અને તે સાથે અનેક રાજકારભારીઓની ગાડી, એકથી એક ચડતી, અને સુંદર ચાલી આવેછે. ત્યારે ગૃહસ્થે પોતાના છોકરાને બોલાવ્યા કે, આવો, મહારાજાની સ્વારી જુઓ; પછી જુએછે તો, બદ્ધા સ્વાર બીજના ચંદ્રમાના ગોળ આકારે ઝુંપડીની સામા ઉભા રેહેછે. અને ગામના લોકો જેઓ જોવાને ભેળા થયા હતા, તેઓને હટાવેછે. પછી પેલા ગોળ આકારની મધ્યે મહારાજની ગાડી આવી. ને જાંહાં પેલા ગૃહસ્થની ઝુંપડી હતી, તાંહાંના દરવાજા પાસે ઉભી રહી. આવા બનાવો જોઈને ગૃહસ્થ બિચારો અચંબો પામ્યો, ને મૂરતની પેઠે ઉભો થઈ રહ્યો. એટલામાં મહારાજા પોતાની ગાડી પરથી ઉતરી પડ્યા, અને ગૃહસ્થને કેહેવા લાગ્યા કે, મિત્ર, હવે હું મારૂં વચન પુરૂં કરવા આવ્યો છું, તો તમે તમારા નવા જન્મેલા બાળકને લાવો, કે હું તેને મંદિરમાં લઈ જાઉં. ઘરધણી આશ્ચર્ય પામી કાંપવા લાગ્યો, અને પછી જરા શાંત થઈને ગયો, અને પોતાના નાના બાળકને લાવીને મહારાજાના પગ

આગળ મુકીદીધો. ત્યારે કંઇ ભય, કંઇ આનંદ એ બેહુની લેહેરથી ડંગ થઈ હાથ જોડચા, ને આંખોમાં આંશુ લાવી ઉભો થઈ રહ્યો. મહારાજાએ બચ્ચાને ખોળામાં લઈને પેલા ગૃહસ્થને સમજાવતાં કહ્યું, મિત્ર મનમાં કંઈ શંસય ન લાવો; રાજાઓનો આ એક મોટો આનંદ છે, કે, ધર્મીઓને જસ અને સંપતથી સંતુષ્ટ કરવા. તો તમારે જાંણવું કે હું તમારો મહારાજા રાત્રે ભીખારીનો વેષ ધરીને તમારે ઘેર આવ્યો હતો. અને તમારાં ધરમાચ્યરણ જોયાં, અને જેવો તમે મને દુઃખી જાણીને મારૂં પ્રતિપાલન કીધું, તેવું હું તમારૂં અને તમારા પરિવારનું પ્રતિપાલન કરીશ. અને વિશેષ કરીને આ બાળકને મારો લેપાળક પુત્ર જાણી-ને એનું પણ પ્રતિપાલન કરીશ. જારે મહારાજા તે બાળકને ધર્મસંસ્કાર અપાવી રહ્યા, ત્યારે પેલા ગરીબ ગૃહસ્થને કેહેવા લાગ્યા. શું મેં તમને નહીં કહ્યું હતું કે, આ બાળક ભાગ્યશાળી, કુળપાળક અને મોટો પ્રતાપી થઈ જશે? તો મારી એ વાત પુરી થાય માટે જરૂર છે કે, હું એને રાજમેહેલમાં રાખું. અને તાંહાં વિદ્યાભ્યાસ કરાવું. તો હવે એને ઘેર લઈ જાઓ. માનું દુધ પીએ તાંહાં સુધી

તમારી પાસે રાખો; અને દૂધ છોડાવ્યા પછી મને સોંપી દો. અને તમને શું જોઇએ કે જેથી તમે સુખી થાઓ, અને તમારા દાહાડા આનંદથી કાહાડો તે મન ખોલીને કોહો; હું આપવાને ખુશી છું; તમને સુખ આપવામાં મને સુખ છે. ગૃહસ્થે કહ્યું હે મહારાજા, તમે દીનદયાળ અને દયાથી પૂર્ણ છો; મજ દરિદ્રી પર બહુજ કૃપા કીધી છે, હવે શું જોઇએ? પરમેશ્વરે મને બધું આપ્યું છે, અને મારે તાંહાં સર્વ સુખ છે, કંઇ વસ્તુની અછુત નથી. મારા માબાપ છે તેઓ સારી પેઠે મારા ઘરમાં રેહેછે. મારી સ્ત્રી સદ્ગુણી છે; અને મારાં બાળ બચ્ચાંને પ્રેમથી પાળેછે. અને જે છોકરાં પરમેશ્વરે આપ્યાં છે, તેઓ સારાં ને સપુત છે. પ્રભુએ મને રેહેવાને સારૂ ઘર પણ આપ્યું છે. અને શરીરમાં એટલી શક્તિ પણ આપી છે કે, મારા હાથના શ્રમથી એઓ બધાંઓને વખતસર ખાવાનું અને વસ્ત્ર મળેછે. અને પ્રભુ, જે આ બધી વસ્તુઓ પર આશીર્વાદ આપેછે, તેથી અમે બધાં આનંદ અને શાંતિથી દાહાડા કાહાડિયે છિયે, અને પરમેશ્વરના શુકર કરિયે છિયે. હે મહારાજા, હું તમો પાસે

બીજું શું માગું? મહારાજાએ કહ્યું, મિત્ર તમને ધન્ય છે, જારે આ સંતોષ તમને મળ્યો, તો બધું મળ્યું. ત્યારે હું તમને તમારા આ સુખના સ્થાનમાંથી લઈ જવા નથી ચાહાતો. તમે એજ જગ્યામાં રોહો, અને હું તમને ખેતર, ગાય, બળદ ઈત્યાદિ આપીશ. જેથી તમે એ કરતાં પણ વધારે આનંદથી ભુખ્યા તૃષ્યા અને માર્ગમાં થાકી ત્રાસ પામેલા મુસાફરોની સેવા કરો, અને તમારા ગામના લોકોની આગળ ભક્તિભાવનો એક શુભ નમુનો દેખાડો.

હે મિત્રો, જારે મેં આ ધર્મી મહારાજાની નમ્રતા, અને પરોપકારના આવા સમાચાર સાંભળ્યા, તારે મારૂં મન અત્યંત હર્ષિત થયું. અને હું મારા મનમાં બહુ વિચાર કરવા લાગ્યો કે, આ રાજાના જેવો સંસારમાં કોઈ બીજો છે કે નહિ. પૃથ્વીમાં ચોતરફ જોવા લાગ્યો, અને જોતાં શુભ-સમાચાર નામે એક પુસ્તક મારે હાથ આવ્યું, જે પવિત્ર પુસ્તક અને જીવનનું વચન પણ કેહેવાય છે. તેમાં મેં એક મહારાજાનો વૃત્તાંત વાંચ્યો. જે મહારાજાઓનો રાજા, જેના ગુણ અને મહાત્મ્યનું વર્ણન કરવાને કોઈ પણ મનુષ્ય

શક્તિવાન નથી. તેના ગુણોનું વર્ણન કરવાને જો એક મુખથી સહસ્ત્ર મુખ હોય, તો પણ આ વાતનું વખાણ કોઈથી કરી શકાશે નહિ. તો પણ હું મારા અલ્પજ્ઞાન અને કનિષ્ટ ભાષા વડે જેટલું બને તેટલું કરીને તે મહારાજાના ગુણ ગાવાને ચાહું છું.

વિચાર કરવો જોઈએ કે એ મહા મોટો રાજા કેવો સમર્થ છે? સૂર્ય જારે પોતાના સ્થાનમાંથી વરના જેવા લાલ વસ્ત્રથી વેષ્ટિત થઈને નીકળેછે, અને કોઈ બળવાનની પેઠે આકાશ મંડળમાં દોડેછે, અને પોતાના તેજ વડે આખી જગતને પ્રકાશિત કરેછે, અને જારે મહાવીરની પેઠે સર્વ લોકના માથા ઉપર આવીને થંભેછે, તારે શું કોઈને એટલી શક્તિ છે કે તેની સામા પોતાની આંખ ઉઠાવે? જે મહારાજાઓના ભયથી કરોડો ને કરોડ સંખ્યા થર થર કાંપેછે, તેમની પણ છાતી નહિ કે, સૂર્યની સામા પોતાનું માથું ઉઠાવે, પણ કોઈ એવો રાજા અહંકાર કરી સૂર્યની સામા પોતાનું મુખ ઉઠાવે, અને એક વાર આંખ ઉઘાડીને જુવે, તો તરત પોતાનું માથું નીચું કરી લજાઈને પોતાની આંખો બંધ કરશે. પણ જે મહારાજાનું હું વખાણ કરવા

ચાહુંછુ, તેની આજ્ઞાથી સૂર્ય ઉદય તથા અસ્ત પામેછે. સૂર્ય જેવા મહાવીરને કોઈ પણ રોકી શકતો નથી. તો પણ આ મહા મોટા રાજાની આજ્ઞાથી સૂર્ય પળ માત્રમાં અંધરાય છે, અથવા અલોપ થાય છે. તારે જુઓ મિત્રો, આ મહારાજા કેવો શક્તિવાન છે !

અને આ પણ વિચારો કે એ મહારાજા જારે વરશાદને આજ્ઞા આપેછે, તારે તે વરશેછે, અને આખી ધરતીને સીંચેછે. જેથી સર્વ દુનિયાના લોકોને અન્ન પાણી મળેછે. ફરી એનીજ આજ્ઞાથી વરશાદ અંધરાઈ આવેછે, અને એટલી તો ઝડી માંડેછે કે, તેના પાણીના જોરથી મોટાં ગામ અને નગર ડુબી જાયછે. અને વળી એ મહારાજાની જારે આજ્ઞા થાયછે, તારે ઘોર અંધરાયલા આકાશમાંથી ગર્જનાના શબ્દ નીકળેછે, અને વિજલી એવા તેજથી ચમકેછે કે દુનિયાના લોકોનું હૃદય મોમ જેવું થઈ જાયછે, અને મોટા ભૂપ જોઈને થરથરેછે. વળી એ મહારાજા જારે તુફાનને બોલાવેછે, તારે તે તુફાનના સપાટાથી મોટાં ઝાડો ઉખડી જાયછે, અને મોટી ઈમારતો તુટી પડેછે. અને એ તુફાન જારે સમુદ્રમાં થાયછે, તારે તેના મોજાઓ

પર્વતોની પેઠે ઉઠેછે; તે વખત સમુદ્રનું ભયંકર રૂપ જોઈને અતિજ્ઞાની જાહાજ વાળાઓનું જ્ઞાન ધૂમ થઈ જાયછે, અને જેઓ અતિ બળવાન કેહેવાય છે, તેઓનું બળ પણ કામ આવતું નથી, પણ આ મહારાજા જારે તુફાનને અને વિજલીને, વરસાદ અને સમુદ્રને આજ્ઞા આપેછે, તારે તેઓ બધા તુરત શાંત થઈ જાયછે. અને તેથી મોટું ચેન થાયછે. તારે એનો વિચાર કરો કે એ મહારાજા કેવો મોટો અને શક્તિવાન છે!

ફરી વિચાર કરો કે એ મહારાજા જારે ચાહેછે તારે ધરતીકંપ થાયછે, અને એવું ઉથલપાથલ થાય છે કે, મોટા ગડ અને મંદિર ધસી પડેછે. અને આખું નગર ને નગર ખંડેર થઈજાયછે. ફરી જારે તેની ઈચ્છા થાયછે, તારે પર્વતોની અંદર એવો અગ્નિ સલગાવેછે, કે તેની અંદરના જે પત્થર તે પીગળીને પાણીની પેઠે વેહેછે, અને તેથી ગામોનો અને વસ્તીનો નાશ થાયછે. તો મનમાં વિચાર કરો કે એ મહારાજા કેવો સમર્થ છે!

થોડો વધારે વિચાર કરો કે મહારાજા જારે પોતાના દૂતને એટલે મરણને મોકલેછે, તારે એ દૂતની સામા

જ્ઞાનીનું જ્ઞાન, ને વિદ્વાનની વિદ્યા, ને યોદ્ધાનું યુદ્ધ કંઈ ચાલી શકતું નથી. પણ જેઓનો મોટો પરિવાર હોય છે, તેઓ પણ મા બાપ, ભાઈ બેહેન, સ્ત્રી છોકરાં, એઓને જોતાં જોતાં તેઓની વચમાંથી ચાલ્યા જાયછે. અને તેઓ રડી કુટીને બેસી રેહેછે. પણ કોઈની છાતી નહિ ચાલે કે તેને અટકાવી શકે. વળી એ દૂત જારે રાજ્ય-મેહેલમાં જઈ ચહડેછે, તારે તેઓનો દેખાવ જોઈને રાજા પણ થરથર કાંપેછે. તેઓ ચતુર વૈદોને બોલાવેછે, કે તે તેઓને પેલા દૂતના હાથથી બચાવે. પણ તે દૂત વૈદોને નિર્બુદ્ધ જેવા અને મહાજ્ઞાનીઓને મૂર્ખ જેવા કરી નાંખે છે. ને તેઓની સન્મુખ રાજાઓને ગાદી પરથી ઉતારી, રાજમેહેલમાંથી કાહાડી, સુનસાન સ્થાનમાં ચાર હાથની કોઠડીમાં બંધ કરેછે; જાહાં નિર્મળ બિછાનાને બદલે માટીનું બિછાનું અને રેશમી લુગડાને બદલે ધૂળનું ઓઢણ મળેછે, અને સ્વાદિષ્ટ ભોજનને બદલે તે પોતેજ કીડાઓનો ખોરાક થાય છે. તો પણ એ બળવાન દૂત એ મહારાજાની આજ્ઞા વિના જેઓનું હું વર્ણન કરૂંછું, તેઓ-માંના એકના નિમાળાને પણ અડી શકે નહિ. તે આખી

જગતને વશ કરેછે અરે, પણ તે પોતે એ મહારાજાને આધીન છે. તો જુઓ એ મહારાજાનું પરાક્રમ અને અધિકાર કેવો અપાર છે !

અને આ વાતનો પણ વિચાર કરો કે, એ મહારાજા કેવો શ્રેષ્ટ અને પરોપકારી છે, કે આખા જગતના જાનદારો શું નર કે નારી અથવા શું પશુ કે પક્ષી હરેક જીવજંતુ એઓ બધાને તે પાળેછે. ધર્મપુસ્તકમાં એવું લખ્યું છે કે, પશુને વાસ્તે ઘાસ અને મનુષ્યના પોષણને સારૂ શાકદાયક વનસ્પતિ તે ઉગાવેછે, જેથી તેઓને પૃથ્વીમાંથી ખોરાક મળેછે. વળી તે મહાનૃપતિના વખાણમાં એવું લખ્યું છે કે, સર્વની આંખ તારા પર આશા રાખેછે, અને વખત સર તું તેઓને તેઓનો ખોરાક આપેછે, તું પોતાની મુઠી ઉઘાડેછે, અને હરેક જાનદારોને સંતુષ્ટ કરેછે.

કદી કોઈ અજ્ઞાનથી કેહે કે, હું પોતાના હાથ પગના બળથી અને બુદ્ધિના યોગે કરીને કમાઈ ખાઉં છું, તો એવું બોલવું દલગીરી ભરેલું છે. અરે ભાઈ, હું તને પુછું છું કે, તારા હાથ પગમાં જે બળ છે તે કોણે આપ્યું? અને બુદ્ધિ તથા જ્ઞાન તે કાંહાંથી પામ્યો ? જો તે જગતકર્ત્તા

અને પાલનાર તુજથી અને મજથી પોતાની આપેલી બુદ્ધિ લઈ લે, તો આપણી શી ગતી થાય? ઢોઢ જેવા થઈને કંઈ કામમાં ન આવિયે. વળી જો તે આપણા હાથ પગ નિર્બળ કરીને આપણને લુલા લંગડા કરીનાંખે, તો આપણું બળ શું તેની આગળ ચાલશે કે, આપણે સારા થઈએ? એ માટે કદી પણ અહંકાર કરવો ન જોઈએ. તે આપણને પાળેછે અને લાખો આંધળા, લંગડા, લુલા, કોઢી અને અપંગ એઓને પણ તેજ પાળેછે.

હું એ મોટા જગનાયકના વર્ણનમાં થોડી વધારે ખબર લખુંછું તે ઉપર પણ વિચાર કરો. એક સમય એ મહારાજા પોતાની પ્રજાનું ભલું કરવાને આ જગતમાં આવ્યો. જારે આવ્યો, તારે કેવી દીનતાથી આવ્યો કે પોતાનો જે મહિમા અને ઈશ્વરી વસ્ત્ર તે ઉતારીને અધમ અયોગ્ય માણસના શરીરરૂપી વસ્ત્રનું ધારણ કીધું. જેવું શુભવર્ત્તમાનના પુસ્તકમાં લખ્યું છે કે, "દેહમાં દેવ પ્રગટ થયો." જેઓની પાસે સુવાર્ત્તાનું પુસ્તક હોય, તેણે ૧ તિમોથીનો ૩ અ. ૧૬ પદ જોવું. અને ફરી બીજી જગ્યામાં એટલે યોહાનની સુવાર્ત્તાના ૧ અ. ૧ પદમાં એવું લખ્યું છે કે,

"આદિએ શબ્દ હતો, અને તે શબ્દ ઈશ્વરની સાથે હતો, અને તે શબ્દ ઈશ્વર હતો." અને ફરી ૧૪ મા પદમાં લખ્યું છે કે, "તે શબ્દ સદેહ થયો, અને આપણામાં વસ્તિ કીધી, ને બાપના એકાકીજનિત પુત્રના મહિમા સરખો તેનો અમે મહિમા દીઠો. તે કૃપા તથા સત્યતાથી ભરપૂર હતો." તો આ વાતો પરથી જણાએ છે કે, એ મહારાજા જેનું વર્ણન હું કરતો આવ્યો છું, તે પરમેશ્વર છે. જેણે અવતાર લઈને ઈસુ ખ્રીસ્ત એવું નામ ધારણ કીધું. એ માટે ઈસુ વિષે શાસ્ત્રના એક ઠેકાણામાં લખ્યું કે, તે સર્વકાળ સુધી સહુ ઉપર સ્તુતિવાન દેવ છે. રૂમી. ૯–૫. ૫૬ જુઓ. અને બીજી જગ્યામાં એક ભવિષ્યવાદી એવું લખેછે કે, "જુઓ કુંવારી ગર્ભવતી થશે, ને પુત્ર જણશે. અને તેનું નામ તેઓ ઈમાનુએલ પાડશે. જેનો અર્થ એ છે કે દેવ આપણી સાથે." માત્થી. ૧–૨૩. અને યસાયા. ૭-૧૪. એના પ્રમાણમાં આ પણ લખ્યું છે કે, "તેને આશ્રે તથા તેને સારૂ સર્વ ઉત્પન્ન થયાં." જુઓ કલોશી. ૧–૧૫. ૧૬. પદમાં લખ્યું છે કે, "તે અદૃશ્ય દેવની પ્રતિમા છે. આખી સૃષ્ટીનો પ્રથમજ છે; કેમકે તેથી બધાં ઉત્પન્ન

થયાં. આકાશમાં તથા પૃથ્વી પર દૃશ્ય, તથા અદૃશ્ય, જે સર્વ છે, તે તેનાથી તથા તેને સારૂ છે."

તો વિચારી જુઓ કે, એ મહારાજા કેવા નમ્ર છે, કે પાપી માણસના જેવું નિર્બળ શરીર લઈ પોતાની પ્રજાને બચાવવા આવ્યો. પણ કેવી દુઃખની વાત! કે ધર્મી અને પરોપકારી મહારાજાનો પ્રજાએ અંગીકાર ન કીધો. યોહાનની સુવાર્ત્તાનો ૧–૧૧ માં એવું લખ્યું છે કે, "તે પોતાનાની પાસે આવ્યો, પણ તેઓએ તેનો અંગીકાર ન કીધો." તો પણ તેના નામની સ્તુતિ થાઓ. કે તેણે પોતાની કૃપાનું એક વાક્ય કહ્યું છે કે, "જેઓએ તેનો અંગીકાર કીધો એટલે તેના નામ પર વિશ્વાસ કીધો, તેઓને તેણે દેવના દિકરા થવાનો અધિકાર આપ્યો." પણ પ્રજામાંથી જેઓએ એ મહારાજાનો સ્વીકાર નહીં કર્યો તેઓ વિષે શોક કરતાં તે શું કેહેછે. "હે યરૂશાલેમ ભવિષ્યવાદીઓને મારીનાંખનાર, અને તારી પાસે મોકલેલાઓને પત્થરે મારનાર, જેમ મરઘી પોતાના બચ્ચાંને પાંખો તળે એકઠાં કરેછે, તેમ મેં કેટલી વાર તારાં છોકરાંને એકઠાં કરવાને ચાહ્યાં, પણ તેં ચાહ્યું નહીં."

જુઓ. માત્થી. ૨૩-૩૭. અને લુક. ૧૩-૩૪. ફરી લુકનો ૧૯-૪૧-૪૪. તેમાં એમ લખ્યું છે કે, મહારાજા એક સમય તે નગરની પાસે આવ્યો, તારે તેને જોઈને રડ્યો. ને કહ્યું કે, "જો તારી શાંતિ સંબંધીનું આ તારે દિવસે તેં જાણ્યું હોત તો કેવું સારૂં! પણ અમણા તારી આંખોથી ઢંકાયું છે." આ નગરના લોકો પર મહા ભારે વિપત્તિ આવનાર હતી, તે સંભારીને તેણે એમ કહ્યું.

આ મહારાજાની નમ્રતાનો થોડો વધારે વિચાર કરો, કે જારે એ માણસનું રૂપ ધરીને પોતાની પ્રજામાં આવ્યો ત્યારે કઈ જગ્યામાં જન્મ્યો? શું મોટા ઘરમાં કે રાજમેહેલમાં? અથવા જન્મ્યો તારે શું મુલ્યવાન પાલણામાં સુતો હતો? નહી. પણ દાઉદ રાજાના કુળની મરીયમ નામે એક ગરીબ અવસ્થાની કુંવારી હતી તેને પેટે જન્મ્યો. તેના જન્મની વેળા તે રાજમેહેલમાં નહીં, પણ ગભાણમાં જન્મ્યો. જાંહાં તેને નિર્મળ બિછાનું કે મુલ્યવાન પાલણું નહીં, પણ લુગડાંમાં લપેટીને ગભાણમાં સુવાડ્યો. જારે એ મહારાજા મોટો થઈને પોતાની પ્રજામાં ફરવા લાગ્યો, ત્યારે એથી પણ વધારે નમ્રતા

દેખાડવા લાગ્યો. તેણે પોતાને સુખી કરવાનાં સાધનો નહીં શોધ્યાં, ને બાહાર નીકળતી વખત ધામધુમથી નહીં નીકલ્યો; પણ પોતેજ પોતાની દરિદ્રતાનું વર્ણ કરીને કેહે છે કે, "લોંકડાઓને કોતર છે, ને આકાશના પક્ષીઓને માળા છે, પણ માણસના પુત્રને પૃથ્વી પર માથું મુકવાનો ઠામ નથી." માત્થી. ૮-૨૦. અને જો એથી પણ વધારે મહારાજાની નમ્રતાનું વખાણ વાંચવું હોય, તો યશાયાના ૫૩ મા અધ્યાયમાં મળશે.

વળી એ મહારાજાની રાંકડાઈ અને દયાના બીજાં પ્રમાણ જુઓ. એ પોતે ધનવાન હતો, પણ પોતાની પ્રજાને લીધે દરિદ્રી થયો, કે તેની દરિદ્રતાથી પ્રજા ધનવાન થાય. ૨. કરીંથી ૮-૯. વળી આ પ્રમાણ પણ છે કે, પ્રજાના પરોપકારને લીધે ૩૩ વર્ષ તેઓની વચમાં રહી દયાના અને નીતિનાં કામો કરતો હતો. અને અંતે ગુનેહગાર પ્રજાના અપરાધ ટાળવા સારૂ બે ચોરોની વચ્ચે, વધસ્તંભ પર જડાઈને પોતાનું લોહી વેહવડાવીને પ્રાણ આપ્યો, કે જેથી પ્રજાનો પ્રાણ બચે.

હે મિત્રો, કદાસ કોઈ સંદેહ આણે કે પરમેશ્વર જે સૃષ્ટીનો

કર્ત્તા અને પાળનાર, અને ઈસુ ખ્રીસ્ત જે દેહ ધરીને દુઃખ, સંતાપથી આ જગતમાં રેહેતો હતો, તે બે એક કેમ હોય? તો એ વિષેનું દૃષ્ટાંત હીઆં જુઓ. રૂશનો મહારાજા ઈવાન જારે મેલાં ચુંથાયલાં વસ્ત્ર પેહેરી ગામમાં ગયો, તારે કોઈએ તેને નહીં ઓળખ્યો. તો પણ એ તેજ મહારાજા હતો. અને જારે તેણે પેલા ગૃહસ્થને (જેણે તેની પરોણાગત કરી હતી) તેને બહુ ધન દ્રવ્ય આપીને ધનવાન કીધો હતો, તારે તે પોતાનાં કામોથી ઓળખાયો. એજ રીતે જારે ઈશ્વરે માણસરૂપ લઈને ઈસુ એવું નામ લીધું, અને પાપીઓને માટે દુઃખ ઉઠાવ્યું, તારે તેવી અવસ્થામાં ઘણાંએ તેને નહિ ઓળખ્યો. તો પણ એ તેજ ઈશ્વર છે. એ પોતાની કૃપાનાં કામો વડે ઓળખાય છે. જે લોક તેનો અંગીકાર કરેછે,' તેઓનાં મનનાં દુઃખ, સંતાપ તે હરી લેછે. અને ધર્મરૂપી ધનથી તેઓનાં મન સંતુષ્ટ કરેછે.

હવે મિત્રો, આ મહારાજાના વર્ણનમાં થોડીકજ વાત સાંભળી લો.

એ મહારાજા તમારા મનના દ્વાર પર આવીને ઉભો છે, અને કેહેછે કે, મિત્ર તારૂં દ્વાર ઉઘાડીને મને અંદર આવવા

દે. જો હું તારે લીધે ઘાયલ થયો, અને મારપીટ સહી. મારા દુઃખ તથા સંકટ, મારી ભૂખ તથા તૃષાને સંભાર અને મને તારા મનની કોઠડીમાં જગ્યા આપ.

તો હવે તમે શું કરશો ? શું આ દીનદયાલ અને કૃપાળુ મહારાજાને પીત અને સીરકો આપીને તમારા દ્વાર પાસેથી કહાડી મેલશો? અથવા દંગાખોર રૈયતની પેઠે તમારા રાજાની દુર્દશા કરશો ? એવું ન થાય. પરંતુ તેને ધન્યવાન માનીને કોહો કે, હે પ્રભુ, મારા હૃદયમાં આવીને વાસો કર.

રૂશનો મહારાજા ઈવાન જારે વેશ બદલીને પોતાની પ્રજા મધ્યે ગયો, તારે બધાએ તેને બારણા આગળથી કાહાડી મુક્યો. કેવળ એકે તેનો અંગીકાર કીધો. પણ પરમેશ્વરના શુકર હો જો કે જારે ઈસુ પૃથ્વીપતિ વેશ બદલીને પોતાની પ્રજામાં એટલે જગતમાં આવ્યો, તારે જો કેટલાએકે તેનો અંગીકાર ન કીધો, તો પણ ઘણાં માણસોએ તેનો અંગીકાર કીધો; અને કરેછે. જેઓ તેનું ગ્રહણ કરેછે તેઓને ઈશ્વરના સંતાન થવાનો અધિકાર અપાય છે.

ઈવાન મહારાજાએ એક જણને ધનવાન કીધો. પણ બધી પ્રજાને ધનવાન કરવાનું સામર્થ્ય તેનામાં ન હતું.

પણ આ મહારાજા ખ્રીસ્તે પોતાની પ્રજાને વચન આપ્યું છે કે જે જગતના અંત સુધી સ્થિર રેહેશે. યોહાનની સુવાર્ત્તાના ૬-૪૭ પદમાં લખ્યું છે કે, "હું તમને સાચે સાચું કહુંછું કે જે કોઈ મારાં પર વિશ્વાસ કરેછે, તેને અનંત જીવન છે." એની સાથે આ સૂચના પણ આપી છે. યોહાન. ૩-૧૮ કે, "જે વિશ્વાસ નથી કરતો તેનો દંડ અમણાજ ઠરી ચુક્યો છે. કેમકે તેણે દેવના એકાકીજનિત પુત્રના નામ પર વિશ્વાસ કીધો નથી."

ફરાનો મહારાજા પેલા ગૃહસ્થને કંઈ ભૂમિ, ગાય બળદ, ગેટાં બકરાં આપીને વિદાય થયો. પણ આ મહારાજા પોતાની પ્રજાને અત્યંત મૂલની વસ્તુ આપેછે. જે કેવળ આ લોકમાં કામ આવે એટલું એમ નહિ, પણ પરલોકમાં કામ આવેછે. જુઓ, યોહાન ૧૪-૨૭. "શાંતિ તમારી સાથે રાખુંછું, મારી શાંતિ હું તમને આપુંછું." ફરી યોહાન, ૧૦-૨૮ પદમાં પોતાના લોકો વિષે કેહેછે કે, "હું તેઓને અનંત જીવન આપુંછું." અને લુકના ૨૨-૨૯ પદમાં કેહેછે કે, "જેમ મારા બાપે મને રાજ્ય ઠરાવી આપ્યું તેમ હું તમને તે ઠરાવી આપુંછું."

રૂશાના બાદશાહે તે ગૃહસ્થને પુછ્યું, કે તને જે જોઈયે તે માગ, હું તને આપીશ. તારે ગૃહસ્થે કહ્યું, કે તમે જુઓછો કે જે જે વસ્તુ મારા સારાને માટે જોઈયે, તે તે મારી પાસે છે. હું શું માગું? મિત્રો, આ મહારાજા કેહે છે, કે મેં તમારે લીધે મારૂં શરીર અર્પ્યું, અને લોહી વેહેવડાવ્યું, અને એથી તમારે સારૂ સર્વ પ્રકારનું સુખ અને આનંદ મેળવ્યો, હવે તમે આ બધું મારી પાસેથી લો. શું તમે પેલા ગૃહસ્થની પઠે એવું ઉત્તર આપશો, કે મને જે જોઈયે તે મારી પાસે છે, મને કોઈ વસ્તુનું અગત્ય નથી. જોજો ખબરદાર રોહો, એવું અજ્ઞાનપણાનું ઉત્તર ન આપશો. તમે નિંચ્ચે કરીને જાણજો, કે જે વસ્તુ એ મહારાજા આપે છે, તેને જે કોઈ લે છે, તો તે જીવનનો અધિકારી થાય છે. જેમ યોહાનના ૬. ૫૧ પદમાં લખ્યું છે, કે "આકાશથી જે જીવતી રોટલી ઉતરી તે હુંજ છું, જો કોઈ એ રોટલીમાંનું ખાય, તો તે સદા જીવતો રેહેશે. વળી જે રોટલી હું આપીશ, તે મારૂં માંસ છે. જગતના જીવનને સારૂ હું તે આપીશ." જેઓ પોતાના મહારાજાની આપેલી વસ્તુઓનો આનંદથી અંગીકાર

કરે છે તેઓ ધન્ય છે. પણ જે લોકો પોતાના મહારાજાને વિસરી જાય છે, તેઓને મોટો સંતાપ થશે.

હે વાહાલાઓ, જેણે તમારાપર એવો પ્રેમ કીધો, કે પોતાનો સર્વ મહિમા અને ઈશ્વરીપણું છોડીને તમારા ભલાંને અર્થે પોતાને દીન કરયો, અને હર પ્રકારનાં દુઃખ, કલેશ, સંકટ સહ્યાં, હિયાંસુધી કે તમારે લીધે પોતાના જીવનું બલિદાન કીધું. તેને એટલે એ મહારાજાને તમે અંગીકાર ન કરો? એ કરતાં બીજો કોણ છે, કે જે તમને વાહાલો લાગે? થોડો વિચાર કરો, શું આ જગત અને તેની સંપત્ત વાહાલી લાગે છે? અરે શું આ જગતના લોકોએ તમારે સારૂ પ્રાણ આપ્યો છે? અથવા આપી શકે છે? શું તમે નથી જાણતા કે ખ્રીસ્ત મહારાજા પલભરમાં સર્વ જગત અને તેની સંપત્તિનો નાશ કરી શકે છે! અને અંતે કરશે પણ ખરો. વળી વિચાર કરો, કે શું તમે પોતાના મનના વિશયો પૂર્ણ કરવા ચાહોછો? શું તમને ખબર નથી, કે તમારા મનના વિશયો ઈશ્વરની ઈચ્છા અને આજ્ઞાથી વિરૂદ્ધ છે. અને જારે એ મહારાજા પોતાના ન્યાયાસન પર બેસશે, તારે તમારા મનની સર્વ ઈચ્છાઓ અને

ચિંતાઓની તપાસ તે કરશે. અંતે આ ચેતવણી પણ આપવી જોઇયે, કે જો તમે પ્રભુ ઇસુને ન સ્મરો, અને તેની આશા ન રાખો, ને પાપની માફી ઇત્યાદિ જે ઉત્તમ વસ્તુ તે આપે છે તેઓને ન લો, તો તમને જીવન નહિ મળશે. જેવું યોહાનના ૩. ૩૬ પદમાં લખ્યું છે, કે "જે પુત્ર પર વિશ્વાસ કરે છે, તેને અનંત જીવન છે, પણ પુત્ર પર જે વિશ્વાસ નથી કરતો, તે જીવન નહિ દેખશે; પણ તે પર દેવનો ક્રોધ રેહે છે." છેલ્લું પરમેશ્વર તમારા પર અને મારા પર કૃપા કરો; અને જે માર્ગ આપણને જીવનમાં પોહોંચાડે છે તે પર ચલાવો. આમેન.



## છંદ.

આવો ઈસ્રૂ જગના રાજા, ભાવ કરીને મન આલું,
સત પંથની જે રૂડી રીતો, અંતર લઈ તે સહુ પાલું.

સેવા કરતાં સંધું ત્યાગું, કશું ન રાખું મજ કાજે,
સત પથ જીવન તુંમાં જાણી, સેવ કરૂં હું મન સાજે.

ખટપટ ઘટ ભીતરથી ટાળી, સાચી સેવા મન ધારૂં,
ઈસ્રૂ દેખી શીસ નમાવું, હરખે અર્પું તન મારૂં.

ઉરે પ્રેમી સેજ બિછાવું, સંગત જોડું તુજ સાથે,
જ્ઞાન તણી મન જોત લગાડું, અઘ હું ત્યાગું મજ હાથે.

શુદ્ધ ભક્તિ આભુષણ જાણી, શાંતી ધાલું મન મારે,
સહન કરીને સહુનું સાંખું, પ્રભુ બાળક છું જગ ધારે.

સહુ સંગે વળિ પ્રેમે ચાલું, પિતાતણું હું મન રાખું,
કે તે સાચો પૂર્ણ દયાળુ, હું પણ તેના ગુણ ભાખું.

દાસો આવી ઈસ્રૂ પાસે, લેજો રૂડું મન માગી,
જગમાં તેનું માન કરાવો, તે તમને દે નહિ ત્યાગી.

## નોહોતરૂં.

આ પોથી વાંચનારને પ્રભુના મારગ સંબંધી વધારે ગનાન લેવું હોએ, તો તેણે કોઈ ઉપદેશી પાદરી સાહેબને શોધી કાહાડીને પોતાનો મનોરથ સાધન કરવો જોઈએ.

રાજકોટ, ગોધા, બોરશદ, સુરત, અહમદાવાદ, મુંબઈ, ઈત્યાદીમાં હરકોઈ ઉપદેશી મલશે.